✻ પ્રકાશન નં. ૧૬૧ ✻

# ✻ નમાઝનો સુન્નત તરીકો ✻

લેખક :

**હઝરત મવલાના મુહમ્મદ તકી ઉસ્માની સા.**

જસ્ટિસ : શરીઅત અપીલેટ બેંચ, સુપ્રિમ કોર્ટ ઓફ પાકિસ્તાન

તંત્રી : "અલ બલાગ" માસિક, કરાચી

નાયબ સદર : દારુલ ઉલૂમ, કરાચી

અનુવાદ :

**હસન ભડકોદ્રવી**



પ્રકાશન અને પ્રસારણ વિભાગ

દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ, ભરુચ

મહમૂદનગર, મુ.પો. કંથારીઆ-૩૯૨૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત) ઇન્ડીયા.

بسم الله الرحمن الرحيم

# ❋ નમાઝનો સુન્નત તરીકો ❋

**અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા.**

નમાઝ દીનનો આધારસ્તંભ છે. નમાઝને સુન્નત તરીકા પ્રમાણે અદા કરવી પ્રત્યેક મુસ્લિમની ફરજ છે. આપણે નચિંતપણે નમાઝના અરકાનને મન ફાવે અને સમજમાં આવે તેવી રીતે અદા કરતા રહીએ છીએ અને નમાઝના અરકાનને મસ્નૂન તરીકા અનુસાર અદા કરવાની દરકાર તથા ચિંતા રાખતા નથી. આ જ કારણે આપણી નમાઝો સુન્નતના અનવાર અને બરકાતથી મહરૂમ રહે છે. હાલાંકે આ અરકાનને સારી રીતે અદા કરવામાં સમય વધુ ખર્ચાતો નથી અને વધુ મહેનત પણ કરવી પડતી નથી. બસ, થોડુંક ધ્યાન આપવાની જરૂર છે. જો આપણે જરાક લક્ષ

આપીને સહીહ તરીકો શીખી લઈશું અને એની ટેવ પાડી દઈશું તો જેટલા સમયમાં આજે નમાઝ પઢીએ છીએ, તેટલા જ સમયમાં સુન્નત પ્રમાણેની નમાઝ અદા કરી શકીશું અને તેના સવાબ તથા અનવાર અને બરકાતમાં પણ ઘણો વધારો કરી શકીશું, (ઇન્શા અલ્લાહ).

સહાબએ કિરામ (રદિ.) નમાઝના એક એક અમલને ખૂબ ધ્યાનપૂર્વક સુન્નત પ્રમાણે અંજામ આપવાની ઘણી જ તકેદારી રાખતા હતા અને નમાઝની સુન્નતોને પરસ્પર એક બીજાથી શીખતા–શીખવતા હતા.

આ જ જરૂરતના નજર સમક્ષ અહકરે પોતાની એક મજલિસમાં નમાઝનો મસ્નૂન તરીકો બયાન કર્યો હતો અને નમાઝમાં પ્રચલિત થઇ ગયેલી ભૂલો-ગલતીઓની તરફ પણ અંગુલિનિર્દેશ કર્યો હતો, જેનાથી અલ્લાહ તઆલાના ફઝલથી સાંભળનારાઓને ઘણો જ લાભ થયો. કેટલાક દોસ્તોએ મારી આ વાતોને પુસ્તિકાકારે છપાવવાની ઈચ્છા દર્શાવી, જેથી દરેક માણસ એનાથી ફાયદો ઉઠાવી શકે. આ નાનકડી કિતાબમાં નમાઝનો મસ્નૂન તરીકો અને નમાઝને આદાબની સાથે અદા કરવાની રીત બયાન કરવાનો હેતુ છે. અલ્લાહ તઆલા એને આપણ સૌના માટે લાભદાયી બનાવે અને એના પર અમલ કરવાની તવફીક અતા ફરમાવે, આમીન !

બિહમ્દિલ્લાહ, નમાઝના મસાઈલ અને અહકામ પર નાની–મોટી અસંખ્ય કિતાબો પ્રગટ થઇ ચૂકી છે. અત્રે

નમાઝના તમામ મસાઈલ વર્ણવવાનો આશય નથી; બલકે માત્ર નમાઝના અરકાનની હયઅત (શકલ–સૂરત) સુન્નત પ્રમાણે બનાવવા માટે અમુક જરૂરી વાતો બયાન કરવી છે અને તે ભૂલો તથા કોતાહીઓ–ખામીઓ તરફ આંગળી ચીંધવી છે જે આજકાલ ઘણી જ પ્રચલિત બની ગઇ છે.

આ થોડીક વાતો પર અમલ કરવાથી ઈન્શા અલ્લાહ કમસે કમ નમાઝની જાહેરી સૂરત સુન્નત પ્રમાણે થઈ જશે અને મુસલમાન પોતાના પવરદિગારના દરબારમાં કમસે કમ આ દરખાસ્ત રજૂ કરી શકશે કે :

**તેરે મહબૂબકી યા રબ ! શબાહત લે કે આયા હૂં**
**હકીકત ઈસકો તૂ કર દે, મેં સૂરત લે કે આયા હૂં**

વમા તવફીકી ઇલ્લા બિલ્લાહ, અલયહિ તવક્કલતુ વ ઈલયહિ ઉનીબ.

અહકર,
(મવ. મુફતી) **મુહમ્મદ તકી ઉસ્માની** (સા.)
ઉફિ–ય અન્હૂ



# * નમાઝનો સુન્નત તરીકો *

## નમાઝ શરૂ કરતાં પહેલાં :

આ વાતો યાદ રાખો અને આપ એના પર અમલ કરી રહ્યા છો કે નહિ તે વાતનો સંતોષ કરી લો :

(૧) આપનું રુખ–મુખ કિબ્લા તરફ હોવું જરૂરી છે.

(૨) સીધા ઊભા રહેવું અને પોતાની નજર સિજદાની જગ્યાએ રાખવી. ગરદનને ઝુકાવી થોડી છાતીની સાથે લગાવી લેવી પણ મકરૂહ છે અને અકારણ છાતીને ઝુકાવી ઊભા થવું પણ દુરુસ્ત નથી. નજર સિજદાની જગ્યાએ પડે એ પ્રમાણે સીધા ઊભા રહેવું.

(૩) પોતાના પગની આંગળીઓનું રુખ પણ કિબ્લા તરફ રાખવું અને બંને પગ સીધા કિબ્લારુખ રાખવા :

**ગલત તરીકો** **સહીહ તરીકો**





(૪) બંને પગની વચ્ચે કમસે કમ ચાર આંગળીઓનું અંતર રાખવું.

(૫) જો જમાઅતની સાથે નમાઝ પઢી રહ્યા હોવ તો પોતાની સફ સીધી રાખવી. સફ સીધી કરવાનો બેહતરીન તરીકો આ છે કે દરેક માણસ પોતાની બંને એડીઓના છેડાઓને સફ યા સફની નિશાનીની અંતિમ કિનારી પર નીચે દોરેલી આકૃતિ પ્રમાણે મૂકી લે—ગોઠવી લે :



(૬) જમાઅતની સાથે નમાઝ પઢવાની સ્થિતિમાં આ વાતની પણ ચકાસણી કરી લેવી કે પોતાની જમણે-ડાબે ઊભા રહેનારાઓના બાજૂઓની સાથે તમારાં બાજૂઓ મળેલાં છે કે નહિ? અને વચ્ચે કંઇ અંતર તો રહ્યું નથી ને ?

(૭) પાયજામાને ઘૂંટીઓથી નીચે બાંધવો-લટકાવવો દરેક હાલતમાં નાજાઈઝ છે. જાહેર છે કે નમાઝમાં એની ખરાબી ઔર વધી જાય છે. આ કારણે પાયજામો ઘૂંટીઓથી ઊંચે બાંધેલો છે કે નહિ તેની ચકાસણી કરી લેવી.

(૮) બાંયો સંપૂર્ણપણે ઢાંકેલી હોવી જોઇએ. માત્ર હાથ ખુલ્લા રાખવા જોઇએ. કેટલાક લોકો બાંયો ચઢાવીને નમાઝ પઢે છે તે રીત દુરુસ્ત નથી.

(૯) એવાં કપડાં પહેરીને નમાઝ પઢવી મકરૂહ છે, જે કપડાં પહેરીને ઈન્સાન લોકોની સામે જતો ન હોય.

## નમાઝ શરૂ કરતી વખતે :

(૧) જે નમાઝ પઢતો હોય તેની દિલમાં નિય્યત કરી લેવી જીભથી નિય્યતના શબ્દો કહેવા જરૂરી નથી.

(૨) હાથોને કાનો સુધી એ રીતે ઉઠાવવા કે હથેળીઓનું મુખ કિબ્લા તરફ રહે અને અંગૂઠાંની કિનારીઓ કાનની લવ (ટીસી)થી બિલકુલ મળી જાય અથવા લવની બરાબર થઈ જાય અને બાકીની આંગળીઓ ઉપરની તરફ સીધી રહે.

કેટલાક લોકો હથેળીઓનું રુખ કિબ્લા તરફ કરવાને બદલે કાનો તરફ કરી લે છે.

કેટલાક લોકો કાનોને હાથો વડે બિલકુલ ઢાંકી લે છે.

કેટલાક લોકો હાથને પૂરી રીતે કાનો સુધી ઉઠાવ્યા વિના માત્ર હલકો ઇશારો કરી લે છે.

કેટલાક લોકો કાનની ટીસીઓને હાથો વડે પકડી લે છે.

—આ સઘળી રીતો ગલત અને સુન્નતની વિરુદ્ધ છે. એમને છોડવી જોઇએ.

(૩) ઉપરોકત તરીકા અનુસાર હાથ ઉઠાવતી વખતે **અલ્લાહુ અકબર** કહેવું. ત્યાર બાદ જમણા હાથના અંગૂઠા અને નાની આંગળી વડે ડાબા પહોંચાની ફરતે વર્તુળ બનાવી, એને પકડી લેવું અને બાકીની ત્રણ આંગળીઓને ડાબા હાથની પીઠ પર એવી રીતે ફેલાવી–બિછાવી દેવી કે ત્રણેવ આંગળીઓનું રુખ કોણી તરફ રહે.

(૪) બંને હાથોને દૂંટીની જરા નીચે ઉપરોકત તરીકા મુજબ બાંધી લેવા.

## ઊભા થવાની હાલતમાં :

(૧) જો એકલા નમાઝ પઢી રહ્યા હોય યા ઇમામત કરી રહ્યા હોય તો પ્રથમ સુબ્હાનકલ્લાહુમ્મ...... પછી સૂરએ ફાતિહા, પછી કોઈ સૂરહ પઢવી અને જો કોઇ ઈમામની પાછળ હોય તો માત્ર સુબ્હાનકલ્લાહુમ્મ......પઢીને ચૂપ થઇ જવું અને ઈમામની કિરા'તને ધ્યાનપૂર્વક સાંભળવી. જો ઈમામ જોરથી

ન પઢી રહ્યો હોય તો જીભ હલાવ્યા વિના મનો-મન (દિલમાં ને દિલમાં) સૂરએ ફાતિહાનું ધ્યાન ધરી રાખવું.

(૨) જ્યારે પોતે કિરા'ત કરી રહ્યા હોય તો સૂરએ ફાતિહા પઢતી વખતે બેહતર આ છે કે દરેક આયત પર અટકીને શ્વાસ તોડી નાખે. ત્યાર બાદ બીજી-નવી આયત પઢે. એક જ શ્વાસમાં અનેક આયતો પઢે નહિ. દૃષ્ટાંતરૂપે **અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન** પર શ્વાસ તોડી નાખે. પછી **માલિકી યવ્મિદ્દીન** પર. આ પ્રમાણે પૂરી સૂરએ ફાતિહા પઢવી. અલબત્ત, એના પછીની કિરા'તમાં એક શ્વાસમાં એકથી વધુ આયતો પઢી લેશે તો વાંધા-જનક નથી.

(૩) કોઈ જરૂરત વિના, અકારણ શરીરના કોઈ અંગને હલાવે નહિ. જેટલા સંતોષપૂર્વક ઊભા રહેશો તેટલું જ બેહતર છે. જો ખુજલી વગેરેની જરૂરત હોય તો માત્ર એક જ હાથનો ઉપયોગ કરવો અને તે પણ કેવળ સખત જરૂરતના સમયે જ અને કમસે કમ પ્રમાણમાં.

(૪) બદનનું પૂરું વજન એક પગ પર મૂકીને બીજા પગને એવી રીતે ઢીલો છોડી દેવો કે એ ટેઢો કે વાંકો થઇ જાય, નમાઝના અદબની વિરુદ્ધ છે. આ વાતથી પરહેઝ કરવો. કાં તો બંને પગે એક સરખું વજન દેવું, કાં તો એક પગ પર વજન દે તો એવી રીતે

દે કે બીજા પગમાં ટેઢાશ કે વક્રતા ઉત્પન્ન થવા ન પામે.

(૫) બગાસુ આવવા માંડે તો એને રોકવાની પૂરી કોશિશ કરવી.

(૬) ઊભા રહેવાની હાલતમાં નજર સિજદાની જગ્યાએ રાખવી. આસપાસ કે સામે જોવાથી પરહેઝ કરવો.

## રુકૂઅની હાલતમાં :

રુકૂઅમાં જતી વખતે નીચેની વાતોનો ખાસ ખ્યાલ રાખવો :

(૧) પોતાના ઉપરના ધડને એટલી હદે ઝુકાવવું કે ગરદન અને પીઠ લગભગ એકસરખાં થઇ જાય. એથી વધુ યા એથી ઓછું નમાવે નહિ.

(૨) રુકૂઅની હાલતમાં ગરદનને એટલી ન ઝુકાવે કે હડપચી છાતીથી લાગવા માંડે અને ન તો એટલી ઉપર રાખે કે ગરદન પીઠથી ઊંચી થઇ જાય, બલકે ગરદન અને પીઠ સમાંતર થઇ જવાં જોઇએ.

(૩) રુકૂઅમાં પગ સીધા રાખવા. એમનામાં ટેઢાશ કે વાંકાઈ ઉત્પન્ન થવા દેવી નહિ.

(૪) બંને હાથ ઘૂંટણો પર એવી રીતે મૂકવા કે બંને હાથની આંગળીઓ ખુલ્લી રહે, એટલે કે પ્રત્યેક બે

આંગળીઓની વચ્ચે અંતર રહે. આ પ્રમાણે જમણા હાથથી જમણા ઘૂંટણને અને ડાબા હાથથી ડાબા ઘૂંટણને પકડી લેવા.

(૫) રુકૂઅની હાલતમાં બંને કલાઈ અને બાઝૂઓ સીધા તણાયેલાં રહેવાં જોઈએ. વાંકા થવા જોઈએ નહિ.

(૬) રુકૂઅમાં ઓછામાં ઓછું એટલી વાર થોભવું કે શાંતિપૂર્વક ત્રણવાર **સુબ્હા-ન રબ્બિયલ અઝીમ** કહી શકાય.

(૭) રુકૂઅની હાલતમાં નજર પગની તરફ રહેવી જોઈએ.

(૮) બંને પગ પર એકસરખું વજન રહેવું જોઈએ અને બંને પગની ઘૂંટીઓ એક બીજાની સામે રહેવી જોઈએ.

## રુકૂઅથી ઊભા થતી વખતે :

(૧) રુકૂઅથી ઊભા થતી વખતે એટલું સીધું થઈ જવું કે બદનમાં કશું વાંકાપણું રહેવા ન પામે.

(૨) આ હાલતમાં પણ નજર સિજદાની જગ્યાએ રહેવી જોઈએ.

(૩) કેટલાક લોકો ઊભા થતી વેળા ઊભા થવાને બદલે ઊભા થવાનો માત્ર ઈશારો કરે છે અને બદનના ઝુકાવની હાલતમાં જ સિજદા માટે ચાલ્યા જાય છે.

આવું કરનારે નમાઝને નવેસરથી પઢવી વાજિબ છે. એટલે આ વાતથી સખતાઈપૂર્વક બચવું જોઇએ. જ્યાં સુધી સીધા (ઊભા) થવાનો સંતોષ ન થઈ જાય ત્યાં સુધી સિજદામાં જવું નહિ.

## સિજદામાં જતી વખતે :

સિજદામાં જતી વખતે નીચેની બાબતોનું ધ્યાન રાખવું :

(૧) સૌ પ્રથમ ઘૂંટણોને વાંકા વાળી, એમને જમીન તરફ એ પ્રમાણે લઇ જવા કે છાતી આગળ ઝુકે નહિ. ઘૂંટણો જમીન પર ટેકવાઇ ગયા પછી છાતીને ઝુકાવે.

(૨) જ્યાં સુધી ઘૂંટણો જમીન પર ટેકવાઈ ન જાય ત્યાં સુધી ઉપરના ધડને ઝુકાવવાથી યથાશક્તિ બચવું.

આજકાલ સિજદામાં જવાના આ મખ્સૂસ અદબથી ખૂબ બેપરવાઇ વર્તવામાં આવે છે. મોટાભાગના લોકો શરૂઆતથી જ છાતી આગળ ઝુકાવીને સિજદામાં જાય છે; પરંતુ સહીહ તરીકો તે જ છે જે ક્રમાંક ૧ અને ક્રમાંક ૨ માં વર્ણવાયો છે. કોઈ જાતની મજબૂરી વગર એને છોડવો ન જોઇએ.

(૩) ઘૂંટણો પછી પ્રથમ હાથ જમીન પર મૂકવા, પછી નાક, પછી પેશાની.

## સિજદામાં :

(૧) સિજદામાં માથાને બંને હાથોની વચ્ચે એ પ્રમાણે ગોઠવે કે બંને અંગૂઠાંના છેડાં કાનોની ટીસીની સામે થઈ જાય.

(૨) સિજદામાં બંને હાથોની આંગળીઓ બંધ રહેવી જોઇએ, એટલે કે આંગળીઓ બિલકુલ એક બીજાથી મળેલી–જોડાયેલી રહેવી જોઇએ અને એમના દરમિયાન અંતર ન રહેવું જોઇએ.

(૩) આંગળીઓનું મુખ કિબ્લા તરફ રહેવું જોઇએ.

(૪) કોણીઓ જમીનથી ઉઠેલી–અલગ રહેવી જોઇએ. કોણીઓને જમીન પર ટેકવી દેવી દુરુસ્ત નથી.

(૫) બંને બાજૂઓ પાસાંઓથી અલગ, હટેલાં રહેવાં જોઇએ. એમને પડખાંઓથી બિલકુલ જોડી દેવા દુરુસ્ત નથી.

(૬) કોણીઓને જમણે–ડાબે એટલી દૂર સુધી પણ ન ફેલાવે કે જેથી આજુબાજુ નમાઝ પઢનારાઓને તકલીફ થાય.

(૭) જાંઘો પેટની સાથે મળેલી ન હોવી જોઇએ. પેટ અને જાંઘો અલગ અલગ રહેવાં જોઇએ.

(૮) પૂરા સિજદા દરમિયાન નાક જમીન પર ટેકાયેલું–ગોઠવાયેલું રહેવું જોઈએ. જમીનેથી ઉઠવું ન જોઇએ.

(૯) બંને પગ એવી રીતે ઊભા રાખવા કે એડીઓ ઉપર રહે અને બધી આંગળીઓ સારી રીતે વળીને કિબ્લા-રુખ થઈ ગયેલી હોય. જે લોકો પોતાના પગની બનાવટને કારણે તમામ આંગળીઓ વાળવા શક્તિ-માન ન હોય, તેઓ જેટલી વાળી શકે એટલી વાળવાનો પ્રયત્ન કરે. અકારણ આંગળીઓને જમીન પર સીધી ટેકવવી દુરુસ્ત નથી.

(૧૦) સિજદા દરમિયાન પગ જમીનથી ઉઠવા ન પામે એનો ખાસ ખ્યાલ રાખવો. કેટલાક લોકો એ પ્રમાણે સિજદો કરે છે કે પગની કોઈ આંગળી એક સેકન્ડ માટે પણ જમીન પર ગોઠવાતી–ટેકવાતી નથી. આ રીતે સિજદો અદા થતો નથી અને પરિણામે નમાઝ પણ થતી નથી. આ વાતથી કાળજીપૂર્વક પરહેઝ કરવો જોઈએ.

(૧૧) સિજદાની હાલતમાં ઓછામાં ઓછું એટલીવાર થોભવું કે ત્રણ વખત સુબ્હા–ન રબ્બિયલ અઅ્લા સંતોષપૂર્વક કહી શકાય. પેશાની ગોઠવીને તરત ઉઠાવી લેવાની મનાઈ છે.

## બંને સિજદાઓ દરમિયાન :

(૧) એક સિજદાથી ઉઠીને સંતોષપૂર્વક બેઉ જાંઘ પર બેસી જવું. પછી બીજો સિજદહ કરવો. જરાક માથું ઉઠાવીને સીધા (બેઠા) થયા વિના બીજો સિજદહ

કરી લેવો ગુનાહ છે અને આ પ્રમાણે કરવાથી નમાઝ ફરીથી પઢવી વાજિબ છે.

(૨) ડાબો પગ બિછાવીને એના પર બેસવું અને જમણો પગ એ પ્રમાણે ઊભો કરી લેવો કે એની આંગળીઓ વળીને કિબ્લારુખ થઈ જાય. અમુક લોકો બંને પગ ઊભા કરીને એમની એડીઓ પર બેસી જાય છે. આ રીત ખરી નથી.

(૩) બેસતી વખતે બંને હાથ જાંઘો પર મૂકેલાં હોવા જોઈએ; પરંતુ આંગળીઓ ઘૂંટણો તરફ લટકેલી હોવી જોઈએ નહિ; બલકે આંગળીઓના આખરી છેડા ઘૂંટણોના પ્રારંભિક કિનારા સુધી પહોંચી જવા જોઈએ.

(૪) બેઠેલા હોય ત્યારે નજર પોતાની ગોદ તરફ હોવી જોઈએ.

(૫) એટલી વાર બેસે કે એમાં કમસે કમ એક વખત સુબ્હાનલ્લાહ કહી શકાય અને જો એટલી વાર બેસે કે એમાં —

اَللّٰھُمَّ اغْفِرْلِیْ وَارْحَمْنِیْ وَاسْتُرْنِیْ وَ
اجْبُرْنِیْ وَاھْدِنِیْ وَارْزُقْنِیْ ؕ

અલ્લાહુમ્મગ્ફિર લી વર્હમ્ની વસ્તુરની
વજ્બુરની વહ્દિની વર્ઝુક્ની

–પઢી શકાય તો બેહતર છે. અલબત્ત, ફર્ઝ નમા–ઝોમાં આ કલિમાત પઢવાની જરૂર નથી. નફ્લ નમાઝોમાં પઢી લેવા બેહતર છે.

## બીજો સિજદહ અને એમાંથી ઊઠવું :

(૧) બીજા સિજદામાં પણ આ પ્રમાણે જાય કે પ્રથમ બંને હાથ જમીન પર મૂકે, પછી નાક, પેશાની.

(૨) સિજદાની શક્લ–સૂરત તે જ હોવી જોઈએ જેનું વર્ણન પહેલા સિજદામાં થઈ ચૂક્યું છે.

(૩) સિજદામાંથી ઊઠતી વખતે જમીન પરથી પ્રથમ પેશાની ઉઠાવવી, પછી નાક, પછી હાથ, પછી ઘૂંટણ.

(૪) ઊઠતી વેળા જમીનનો સહારો ન લેવો બેહતર છે. અલબત્ત, જો બદન ભારે હોય યા બીમારી કે ઘડ–પણને કારણે મુશ્કેલી પડતી હોય તો સહારો લેવો પણ જાઈઝ છે.

(૫) ઊઠ્યા પછી દરેક રકા'તની શરૂઆતમાં સૂરએ ફાતિહાથી પહેલાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢે.

## કા'દામાં :

(૧) બે સિજદાઓની વચ્ચે બેસવાનો જે તરીકો આ પહેલાં વર્ણવાયો છે તે જ કા'દામાં બેસવાનો તરીકો છે.

(૨) "અત્તહિય્યાત" પઢતી વખતે જ્યારે "અશહદુ અન

લા" પર પહોંચે તો શહાદતની આંગળી ઉઠાવીને ઈશારો કરવો અને "ઈલ્લલ્લાહ" પર મૂકી દેવી.

(૩) ઈશારો કરવાનો તરીકો આ છે કે વચલી આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવવું. સૌથી નાની અને એની સાથેની આંગળીને બંધ કરી લેવી અને શહાદતની આંગળીને એ પ્રમાણે ઉઠાવવી કે આંગળી કિબ્લા તરફ ઝુકેલી હોય. બિલકુલ સીધી આસમાનની તરફ ઉઠાવવી ન જોઈએ.

(૪) "ઈલ્લલ્લાહ" કહેતી વખતે શહાદતની આંગળીને તો નીચી કરી લેવી, પરંતુ બાકીની આંગળીઓનો જે આકાર ઈશારો કરતી વખતે બનાવ્યો હતો એને છેલ્લે સુધી યથાવત્ રાખવો—બાકી રાખવો.

## સલામ ફેરવતી વખતે :

(૧) બંને તરફ સલામ ફેરવતી વખતે ગરદનને એટલી વાળવી કે પાછળ બેઠેલા માણસને તમારા ગાલ દેખાવા લાગે.

(૨) સલામ ફેરવતી વખતે નજર ખભા તરફ હોવી જોઈએ.

(૩) જ્યારે જમણી તરફ ગરદન ફેરવીને—

اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللّٰهِ

**અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ**

—કહો તો જમણી તરફ મવજૂદ ઈન્સાન અને ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી અને ડાબી તરફ સલામ ફેરવતી વખતે ડાબી તરફ મવજૂદ ઈન્સાન અને ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી.

## દુઆનો તરીકો :

(૧) દુઆનો તરીકો આ છે કે બંને હાથ એટલા ઉઠાવવામાં આવે કે તે છાતીની સામે આવી જાય. બંને હાથોની વચ્ચે થોડુંક અંતર રાખવું. હાથોને તદ્દન મેળવી દેવા નહિ અને બંનેની વચ્ચે વધુ અંતર પણ રાખવું નહિ.

(૨) દુઆ કરતી વખતે હાથોના આંતરિક ભાગને ચેહરાની સામે રાખવો.



# * અવરતોની નમાઝ *

ઉપરોક્ત વર્ણવાયેલો નમાઝનો તરીકો પુરુષો માટે છે. સ્ત્રીઓની નમાઝ નીચે વર્ણવેલી બાબતોમાં પુરુષોની નમાઝથી અલગ પડે છે. આ કારણે સ્ત્રીવર્ગે આ મસાઇલનો ખ્યાલ રાખવો જોઇએ :

(૧) અવરતોએ નમાઝ શરૂ કરતાં પહેલાં આ વાતનો સંતોષ કરી લેવો જોઈએ કે એમના ચહેરા, બંને હાથ અને બંને પગના સિવાય આખું બદન કપડાથી ઢંકાયેલું છે કે નહિ?

કેટલીક અવરતો એ પ્રમાણે નમાઝ પઢે છે કે એમના વાળ ખુલ્લા રહે છે.

કેટલીક અવરતોની કલાઈઓ ખુલ્લી રહે છે.

કેટલીક અવરતોના કાન ખુલ્લા રહે છે.

કેટલીક અવરતો એટલી ટચૂકડી—નાની ઓઢણીનો ઉપયોગ કરે છે કે એની નીચે વાળ લટકેલા નજરે પડે છે.

આ બધાં જ તરીકા નાજાઈઝ છે. જો નમાઝ દરમિયાન મુખ, હાથ અને પગ સિવાય બદનનો કોઈ અવયવ પણ ચોથા ભાગ જેટલો એટલા સમય સુધી ઉઘાડો રહી ગયો જેમાં ત્રણવાર સુબ્હા-ન રબ્બિયલ અઝીમ કહી શકાય, તો નમાઝ જ અદા થશે નહિ અને એનાથી કમ ઉઘાડો રહી ગયો તો નમાઝ તો અદા થઈ જશે; પરંતુ ગુનાહ થશે.

(૨) સ્ત્રીઓ માટે રૂમમાં નમાઝ પઢવું અડાળીમાં નમાઝ પઢવા કરતાં બેહતર છે અને અડાળીમાં નમાઝ પઢવું આંગણામાં-પરિસરમાં નમાઝ પઢવા કરતાં બેહતર છે.

(૩) સ્ત્રીઓએ નમાઝ શરૂ કરતી વખતે હાથ કાનો સુધી નહિ, બલ્કે ખભાઓ સુધી ઉઠાવવા જોઈએ અને તે પણ ઓઢણીની અંદર રાખીને ઉઠાવવા જોઈએ. ઓઢણીની બહાર કાઢવા ન જોઈએ.

(બેહિશ્તી ઝેવર)

(૪) અવરતોએ છાતી પર હાથ આ પ્રમાણે બાંધવા કે જમણા હાથની હથેળી ડાબા હાથની પીઠ પર મૂકી દેવી. એમણે પુરુષોની જેમ દૂંટીની નીચે હાથ બાંધવાના નથી.

(૫) રુકૂઅમાં અવરતોએ પુરુષોની જેમ પીઠને બિલકુલ સીધી કરવી જરૂરી નથી. અવરતોએ પુરુષોની સરખામણીમાં ઓછું ઝુકવું જોઈએ.

(તહતાવી અલલ મરાકી : ૧૪૧)

(૬) રુકૂઅની હાલતમાં પુરુષોએ આંગળીઓને ઘૂંટણો પર ખોલીને રાખવી જોઈએ; પરંતુ અવરતોએ આંગળીઓને પરસ્પર મેળવીને રાખવી જોઈએ, એટલે કે આંગણીઓની વચ્ચે અંતર રાખવું ન જોઈએ. (દુર્રે મુખ્તાર)

(૭) સ્ત્રીઓએ રુકૂઅમાં પોતાના પગ બિલકુલ સીધા ન રાખવા જોઈએ; બલકે ઘૂંટણોને આગળની તરફ જરા વાંકા વાળીને ઊભા રહેવું જોઈએ. (દુર્રે મુખ્તાર)

(૮) પુરુષોના બાજૂઓ રુકૂઅમાં પડખાંઓથી જુદા અને તણાચેલાં રહેવાં જોઈએ; પરંતુ અવરતોના બાજૂઓ રુકૂઅમાં પડખાંઓથી મળેલાં રહેવાં જોઈએ. (દુર્રે મુખ્તાર)

(૯) અવરતોએ બંને પગ મિલાવીને ઊભા રહેવું જોઈએ. ખાસ કરીને બંને ઘૂંટીઓ લગભગ પરસ્પર મળી જવી જોઇએ. પગોની વચ્ચે અંતર ન રહેવું જોઈએ. (બેહિશ્તી ઝેવર)

(૧૦) સિજદામાં જતી વખતે પુરુષો માટે આ તરીકો બયાન કરાયો છે કે જ્યાં સુધી ઘૂંટણો જમીન પર ટેકવાઈ ન જાય, ત્યાં સુધી તેઓ છાતીને ઝુકાવે નહિ; પરંતુ અવરતો માટે આ તરીકો નથી. તેઓ શરૂથી જ છાતી ઝુકાવીને સિજદામાં જઈ શકે છે.

(૧૧) અવરતોએ સિજદહ એ પ્રમાણે કરવો જોઇએ કે એમનું પેટ જાંઘોથી બિલકુલ મળી જવું જોઇએ

અને બાજૂઓ પણ પાસાંઓથી મળી જવાં જોઈએ. ઉપરાંત, અવરતોએ પગને ઊભા રાખવાને બદલે એમને જમણી તરફ કાઢીને બિછાવી દેવા.

(૧૨) પુરુષો માટે સિજદામાં કોણીઓને જમીન પર મૂકવાની મનાઈ છે; પરંતુ અવરતોએ કોણીઓ સહિત પૂરી બાંયો જમીન પર મૂકી દેવી જોઇએ. (દુર્રે મુખ્તાર)

(૧૩) સિજદાઓ દરમિયાન અને અત્તહિય્યાત પઢવા માટે બેસવાનું થાય ત્યારે ડાબા નિતંબો (ઢગરાં) પર બેસે અને બંને પગ જમણી તરફ કાઢી નાખે અને જમણી પિંડલી પર મૂકી દે. (તહતાવી)

(૧૪) પુરુષો માટે હુકમ આ છે કે તેઓ રુકૂઅમાં આંગળીઓને ખુલ્લી રાખવાની અને સિજદાઓમાં બંધ રાખવાની તકેદારી રાખે તથા નમાઝના અન્ય કાર્યોમાં આંગળીઓને એમની હાલત પર છોડી દે. (ન બંધ કરવાની કાળજી રાખે અને ન તો ખુલ્લી રાખવાની). જ્યારે અવરતો માટે હરેક હાલતમાં આંગળીઓ બંધ રાખવાનો હુકમ છે, એટલે કે એમના દરમિયાન અંતર ન રાખે–રુકૂઅમાં પણ,

સિજદામાં પણ, બે સિજદાઓની વચ્ચે પણ અને કા'દાઓમાં પણ.

(૧૫) અવરતોએ જમાઅત કરવી મકરૂહ છે. એમણે એકલા નમાઝ પઢવું જ બેહતર છે. અલબત્ત, જો ઘરના મહરમ લોકો ઘરમાં જમાઅત કરી રહ્યા હોય તો એમની સાથે જમાઅતમાં જોડાય જવામાં કંઈ વાંધો નથી; પરંતુ આવી સ્થિતિમાં પુરુષોની બિલકુલ પાછળ ઊભા રહેવું જરૂરી છે. એમની સાથે કદાપિ ઊભાં ન રહે.



## મસ્જિદના અમુક જરૂરી આદાબ

(૧) મસ્જિદમાં દાખલ થતી વખતે આ દુઆ પઢવી :

بِسْمِ اللّٰهِ وَالصَّلٰوةُ عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ، اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ ۝

**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ અલા રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, અલ્લાહુમ્મ-ફ્તહલી અબ્વા-બ રહમતિક.**

(૨) મસ્જિદમાં દાખલ થતી વખતે આ નિય્યત કરી લેવી કે હું જેટલી વાર મસ્જિદમાં રહીશ, એ'તિકાફમાં રહીશ. આ પ્રમાણે નિય્યત કરવાથી ઇન્શાઅલ્લાહ એ'તિકાફનો સવાબ પણ મળશે.

(૩) મસ્જિદમાં દાખલ થયા પછી આગલી સફમાં બેસવું અફઝલ છે; પરંતુ જો જગ્યા ભરાઇ ગઈ હોય તો

પછી જ્યાં જગ્યા મળે ત્યાં જ બેસી જવું. લોકોની ગરદનો ઓળંગીને આગળ જવું જાઈઝ નથી.

(૪) જે લોકો મસ્જિદમાં પહેલેથી બેસીને ઝિક્ર યા તિલાવતમાં મશગૂલ હોય તેમને સલામ કરવી જોઈએ નહિ. અલબત્ત, જો એમનામાંથી કોઈ પોતે જ તમારા તરફ ધ્યાન કેન્દ્રિત કરે અને ઝિક્ર વગેરેમાં મશગૂલ ન હોય તો એને સલામ કરવામાં કશો વાંધો નથી.

(૫) મસ્જિદમાં સુન્નતો યા નફલો પઢવી હોય તો એના માટે એવી જગ્યા પસંદ કરે, જ્યાં સામેથી લોકોના પસાર થવાની શકયતા ન હોય. કેટલાક લોકો પાછલી સફોમાં નમાઝ શરૂ કરી દે છે, હાલાંકે એમની સામે આગલી સફોમાં જગ્યા ખાલી પડેલી હોય છે, જેથી એમના કારણે દૂર સુધી લોકો માટે પસાર થવાનું મુશ્કેલ બની જાય છે અને એમણે લાંબો ચક્કર કાપીને જવું પડે છે. આવું કરવું ગુનાહિત કૃત્ય છે. જો કોઈ માણસ આવી હાલતમાં નમાઝીના સામેથી પસાર થઈ ગયો તો એ પસાર થવાનો ગુનાહ પણ નમાઝ પઢનારના શિરે રહેશે.

(૬) મસ્જિદમાં દાખલ થયા પછી જો નમાઝ ઊભી થવામાં વાર હોય તો બેસતા પહેલાં "તહિય્યતુલ મસ્જિદ"ની નિય્યતે બે રકાત નમાઝ પઢી લેવી. એનો ઘણો જ સવાબ છે. જો સમય ન હોય તો સુન્નતોમાં જ તહિય્યતુલ મસ્જિદની નિય્યત કરી લેવી અને

જો સુન્નતો પઢવાનો પણ સમય ન હોય અને જમાઅત ઊભી થઈ ગઈ હોય તો ફર્ઝમાં પણ આ નિય્યત કરી શકાય છે.

(૭) જ્યાં સુધી મસ્જિદમાં બેસે ત્યાં સુધી ઝિક્રમાં, ખાસ કરીને આ કલિમહના વિર્દમાં મશગૂલ રહેવું :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઇલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.**

(૮) મસ્જિદના રોકાણ દરમિયાન જરૂરત વગર વાતો કરવી નહિ. એવું કોઈ કામ પણ કરવું નહિ કે જેના કારણે નમાઝ પઢનારાઓ યા ઝિક્ર કરનારાઓની ઈબાદતમાં વિક્ષેપ પડે.

(૯) નમાઝ ઊભી થાય તો પ્રથમ આગલી સફોને પૂરી કરવી. જો આગલી સફોમાં જગ્યા ખાલી પડતી હોય તો પાછલી સફમાં ઊભા રહેવું જાઈઝ નથી.

(૧૦) જુમ્અહનો ખુત્બો પઢવા માટે જ્યારે ઈમામ સા. મિમ્બર પર આવી જાય તો તે વખતથી નમાઝ પૂરી થતાં સુધી બોલવું યા નમાઝ પઢવી યા કોઈને સલામ કરવી યા સલામનો જવાબ દેવો જાઈઝ નથી.

આ સમય દરમિયાન જો કોઇ બોલવા માંડે તો એને ચૂપ રહેવાની તાકીદ કરવી પણ જાઈઝ નથી.

(૧૧) ખુત્બહ દરમિયાન અત્તહિય્યાતમાં બેસે છે તે પ્રમાણે બેસવું જોઇએ. કેટલાક લોકો પહેલા ખુત્બહમાં હાથ બાંધીને બેસે છે અને બીજા ખુત્બહમાં હાથ જાંઘો પર મૂકી દે છે. આ તરીકો પાયાહીન છે. એની કોઈ અસલ નથી. બંને ખુત્બહમાં હાથ જાંઘો પર મૂકીને બેસવું જોઇએ.

(૧૨) દરેક એવા કામથી બચે જેનાથી મસ્જિદમાં ગંદકી થતી હોય, દુર્ગંધ ફેલાતી હોય યા બીજાને તકલીફ પહોંચતી હોય.

(૧૩) કોઈ બીજા માણસને કોઇ ગલત કામ કરતાં જુએ તો ખામોશીથી નરમીની સાથે સમજાવે. એને છડે-ચોક અપમાનિત કરવાથી, ધોલ-ધાપટ યા ઝઘડા-ટંટાથી સંપૂર્ણપણે પરહેઝ કરવો.

 **સમાપ્ત** 